# ભયાનક! ભયાનક!

એક યહૂદી લોકકથા



પુનરકથન : રોબિન બર્નસ્ટેઇન

અબીગૈલ ની માઁ એ કહ્યું, "હું તને હંમેશા પ્રેમ કરીશ."

પણ એ અબીગૈલ સાથે વાત નહોતી કરી રહી.

અબીગૈલ ના નવા સાવકા પિતા એ કહ્યું, "હું પણ હંમેશા તને પ્રેમ કરતો રહીશ," અને બંને એ એક-બીજા ની આંગળીઓ માં વીંટી પહેરાવી. બંને એ ડીશ-ટોવેલ માં લપેટેલા ગ્લાસ પર પગ પછાડયા, અને સૌએ બૂમો પાડી : "વધાઈ!"

પણ અબીગૈલે બૂમ ન પાડી. એણે એનો હોંઠ કરડયો, જે એ હંમેશા ચિંતિત હોય ત્યારે કરતી હતી. લગ્ન પછી એ માઁ સાથે એના નવા સાવકા પિતા અને ચાર નવા સાવકા ભાઈ-બહેનો સાથે રહેવા ચાલી ગઈ. ઘર માં કુલ સાત લોકો હતા. અબીગૈલ એમાં સૌથી નાની હતી.




એટલા લોકો સાથે રહેવું સહેલું ન હતું. જયારે પણ અબીગૈલ બાથરૂમ નો ઉપયોગ કરવા ચાહતી હતી, તો ત્યાં કોઈ-ને-કોઈ પહેલે થી જ હાજર રહેતું હતું. જો એને ટીવી જોવાની ઈચ્છા થાય તો કોઈ પહેલા થી જ અન્ય ચેનલ જોઈ રહ્યું હોતું હતું. જો એનું મન સફરજન ખાવાનું કરતુ, તો કોઈ પહેલે થી જ એ ખાઈ ચૂક્યું હોતું હતું. અને સૌથી ખરાબ વાત એ હતી કે અબીગૈલ માટે ત્યાં એકલા રહેવા માટે કોઈ જગ્યા ન હતી.

"આ ઘર બહુ નાનું છે," એણે એની માઁ ને ફરિયાદ કરી. "અહીં નો દરેક ખૂણો લોકો અને કચરા થી ભરેલો છે."

"આપણને મોટું ઘર પરવડે તેમ નથી," અબીગૈલ ની માઁ એ કહ્યું.

"આપણે લોકો થી છુટકારો પણ મેળવી ન શકીયે," એના સાવકા પિતા એ કહ્યું, "અને આમ પણ મને કચરો પસંદ છે."

"જો મને થોડા સારા વિચારો સૂઝે, તો શું તમે એને અમલ માં મુકશો?" અબીગૈલે પૂછ્યું.

"હું વાયદો કરું છું કે અમે એ જરૂર કરીને જોઈશું," એની માઁએ કહ્યું.

"હા," એના સાવકા પિતા એ સંમતિ દર્શાવી. "આ ઘર મારે માટે પણ થોડું સંકડાશવાળું છે."

સૌથી બુદ્ધિમાન વ્યક્તિ જેને અબીગૈલ જાણતી હતી એ હતી રબ્બી (યહૂદી વિદ્વાન). રબ્બી નાની કે મોટી બધી સમસ્યાઓ નું સમાધાન કરી શકતી હતી. એ કોઈ બાળક ને આશીર્વાદ આપી શકતી હતી, શોકાતુર ને સાંત્વન આપી શકતી હતી, અને એટલી સુંદર ધૂન માં ગઈ શકતી હતી કે જે કોઈ સાંભળે એ એના પગ પર ઉભા થઈને તુરંત નાચવા લાગે. અબીગૈલ ને ખાતરી હતી કે રબ્બી એની મદદ કરી શકતી હતી.

"રબ્બી," અબીગૈલે કહ્યું, "મારી સામે એક સમસ્યા છે. મારી માઁ, સાવકા પિતા અને ચાર નવા ભાઈ-બહેન અને હું, અમે બધા એક બહુ નાના ઘર માં રહીયે છીએ. ત્યાં બધા માટે જગ્યા ની તંગી છે, હું અથડાયા વગર રૂમ માં ચાલી પણ નથી શકતી. પણ અમારી પાસે મોટું ઘર ખરીદવાના પૈસા નથી. રબ્બી, મારે શું કરવું જોઈએ?"

રબ્બી એ ઊંડાણ થી વિચાર કર્યો. પછી એ બોલી, "શું તારી અને તારા ભાઈ-બહેનો પાસે સાઇકલ છે?" એણે પૂછ્યું. "હા," અબીગૈલે કહ્યું. "અને મારા માતા-પિતા પાસે પણ સાયકલ છે. અમે એને ગેરેજ માં રાખીયે છીએ."

"અચ્છા, તો એને ઘર માં લાવો," રબ્બી એ કહ્યું.

"પણ ત્યાં તો કોઈ જગ્યા જ નથી!" અબીગૈલે બૂમ પાડી. "ઘર સાંધા માં થી ફાટી પડશે અને દીવાસળી ની દાંડી ની જેમ પડી જશે!"

"મારી વાત પર વિશ્વાસ કર," રબ્બી એ કહ્યું. "જો, બધી સાયકલ ઘર માં લઈ આવ."

તેથી અબીગૈલ બધી સાત સાયકલ ને ઘસડીને નાના ઘર માં લઈ આવી. એણે બે રસોડા માં રાખી, એક ફ્રિજ ની સામે, બીજી ચૂલા ની સામે. એણે બેઠક રૂમ માં સોફા ઉપર બે રાખી. એણે હોલ માં એક રાખી, અને એક સાયકલ છત પર લટકાવી દીધી. છેલ્લી સાયકલ એણે બાથટબ માં રાખી.

"શું રબ્બી એ આ જ સલાહ આપી હતી?" અબીગૈલ ની માઁ એ પૂછ્યું. "કદાચ એ મજાક કરી રહી હશે."

"રબ્બી ને મશ્કરી પસંદ છે," અબીગૈલે ઉત્તર આપ્યો. "પણ મને લાગે છે કે આ વખતે એ ગંભીર હતી. યાદ કરજો, તમે મારા વિચારો ને અમલ માં મુકવાનો વાયદો કર્યો હતો."

"અમે વાયદો કર્યો હતો," એના સાવકા પિતા એ ગંભીર સ્વર માં કહ્યું, અને એણે ઘર માં સાયકલ રહેવા દીધી.

બીજા દિવસ સુધી માં હાલત વધારે ખરાબ થઈ ગઈ. ભોજન બનાવવા અથવા ભણવા અથવા સ્નાન કરવા અથવા સભ્યતાપૂર્વક વાતચીત કરવા કોઈ જગ્યા રહી નહીં.

"રબ્બી," અબીગૈલે કહ્યું, "મને ખબર છે કે હું તમને કાલે જ મળી હતી. લાગે છે કે મારી કોઈ ગેરસમજ થઈ છે. હું ઘર માં સાયકલ લાવી, પણ એનાથી સમસ્યા વધારે ગંભીર - પહેલા થી પણ બદતર થઈ ગઈ છે! રબ્બી, હવે મારે શું કરવું જોઈએ?"

રબ્બી એ બહુ વાર સુધી વિચાર્યું અને પૂછ્યું, "શું તારી પાસે પાળેલા જાનવર છે?"

"હા," અબીગૈલે કહ્યું, "અમારી પાસે ત્રણ બિલાડી અને બે કૂતરા છે, એક સસલું અને એક ગિનિ પિગ પણ છે. અમે એને પાછલા વાડા માં રાખીયે છીએ."

"એને પણ ઘર માં લઈ આવ."

"રબ્બી!" અબીગૈલે હાંફવા લાગી. "ઘર માં પહેલે થી જ કોઈ જગ્યા નથી! ઘર ટુકડા-ટુકડા થઈ ને વેર-વિખેર થઈ જશે!" પણ રબ્બી એની વાત પર મક્કમ રહી.



અબીગૈલ ની માઁ જયારે ઘરે આવ્યા તો એણે જોયું કે ગિનિ પિગ રસોડા માં ઘૂમી રહ્યું હતું, અને એણે બૂમ પાડી, "જો રબ્બી મજાક નથી કરી રહી તો પછી એ એક ક્રૂર ચાલ ચાલી રહી છે!"

અબીગૈલે જવાબ આપ્યો, "રબ્બી ને ચાલ ચાલવી ગમે છે. પણ એ કહે છે કે આમાં આપણને મદદ મળશે."

"આપણું ઘર બરબાદ થઈ જશે!" માં એ ચીસ પાડી. અને એની વાત સાચી પડી! ફૂતરાઓએ આખા ઘર માં દોડા-દોડી કરી, એની પૂંછડી હલાવતા અભરાઈ  માં થી રમકડાં નીચે પાડયા. બિલાડીઓ એ ફર્નિચર નોચી લીધું. સસલું અને ગિનિ પિગ ક્યાંય દેખાય નહીં, પણ એના પગલાં બધે હતા.



અબીગૈલે કહ્યું, "કાલે મેં એમજ કર્યું જેમ તમે કહ્યું હતું. પણ સ્થિતિ વધારે ભયંકર, ગંભીર, અને પહેલા થી પણ વધારે બદતર થઈ ગઈ છે! ફૂતરા ભાસે છે, બિલાડી મ્યાઉં-મ્યાઉં કરે છે, પણ સસલું અને ગિનિ પિગ શાંત છે. લાગે છે બરણી માં અથાણાં ની જેમ અમે ભરાઈ ગયા છીએ. રબ્બી, મારે શું કરવું જોઈએ?"

રબ્બી એ બહુ વિચાર્યું અને પૂછ્યું, "શું તારા કોઈ પિતરાઈ ભાઈ-બહેન છે?"

"હા," અબીગૈલે કહ્યું. "ઘણા પિતરાઈ ભાઈ-બહેન છે."

"એને ઘરમાં રહેવા આમંત્રિત કર," બુદ્ધિમાન રબ્બી એ કહ્યું.

"તમે ગંભીરતા થી કહો છો?" અબીગૈલે પૂછ્યું. પણ રબ્બી ગંભીર હતી.




જયારે અબીગૈલે કબૂલાત કરી કે એણે એના બધા પિતરાઈ ભાઈ-બહેનો ને એની સાથે રહેવા આમંત્રિત કર્યા છે, તો એની માઁ એ ચીસ પાડી, "મેં મારો વિચાર બદલી લીધો છે! એ રબ્બી મજાક નથી કરી રહી, ન તો એ આપણી સાથે કોઈ ક્રૂર ખેલ ખેલી રહી છે! એ પાગલ છે!"



"ક્યારેક સૌથી શાણા લોકો પાગલ લાગે છે," અબીગૈલે જવાબ આપ્યો, પણ એને પણ હવે શંકા થવા લાગી હતી.

"મને ખબર છે કે અમે તારા વિચારો ને અમલ માં મુક્શું," એની માઁ એ કહ્યું, "પણ..." એક ગડગડાટે એની માઁ નો અવાજ દબાવી દીધો. એ અવાજ હતો ઘણા બધા પગ નો જોરથી પછાડવાનો.



"હેલો!" પિતરાઈ ભાઈ-બહેનોએ ઘર માં ઘુસતા જ ચીસ પાડી.

"ઉફ઼!" અબીગૈલે કહ્યું, જયારે એક પિતરાઈ બહેને એના અંગૂઠા પર પગ મૂક્યો.

"અરે!" એના સાવકા પિતા એ કહ્યું જયારે એક પિતરાઈ ભાઈ એ એના પેટ માં કોણી મારી. પિતરાઈ ભાઈ-બહેન, વસંત ના પૂર ની જેમ ઘર માં ફ઼ેલાઈ ગયા. વીસ પિતરાઈ ભાઈ-બહેન લિવિંગ રૂમ માં ઘુસી ગયા, પંદર રસોડા માં, અને આઠે બાથરૂમ જામ કરી દીધો. તેઓએ બધું ભોજન ખલાસ કર્યું, જોર થી સંગીત વગાડયું, અને પરોઢિયા સુધી નાચતા રહ્યા.

બીજે દિવસે, અબીગૈલ ની માઁ એ નબળા અવાજે આજીજી કરી, "કૃપા કરીને, અબીગૈલ, તારા પિતરાઈ ભાઈ-બહેનો ને વિદાય કર."

"હું રબ્બી પાસે પછી જઈ રહી છું," અબીગૈલે કહ્યું, પણ બોલવા માટે એના ફ઼ેફ઼સા માં પણ દમ નહોતો બચ્યો. અબીગૈલ ડઝનેક પિતરાઈ ભાઈ-બહેનો ની ઉપર થી ચઢી ને બાથરૂમ ની બારી માં થી નીકળી ને બહાર ભાગી.



"રબ્બી," અબીગૈલે એના સુન્ન થઈ ગયેલા હાથ-પગ ને હલાવતા, હાંફતા અવાજે કહ્યું. "રબ્બી, મેં તમારી સલાહ માની, પણ સ્થિતિ હવે બહુ ભયાનક અને સહન ન થાય એવી થઈ ગઈ છે. ઘર માં એટલી ભીડ થઈ ગઈ છે કે હું મારા આંસુ લુછવા માટે મારો હાથ પણ ઉપર ઉઠાવી શકતી નથી. હું બિલાડીઓ અને કૂતરા ને રડતા સાંભળું છું, પણ હું એને ગોતી નથી શકતી, કારણકે હું એક ડગલું પણ ચાલી નથી શકતી. મારો પરિવાર સાયકલ, પાળેલા જાનવર અને પિતરાઈ ભાઈ-બહેનો ના ઢગલા નીચે ક્યાંક ગાયબ થઈ ગયો છે. દીવાલો વિલાપ કરે છે, ફરશ ઉંહકારા કરે છે, અને મને ડર છે કે ક્યાંક ઘર ની છત તૂટી ન જાય. રબ્બી, એ પહેલા કે અમે બધું જ ગુમાવી દઈએ, કૃપા કરીને અમારી મદદ કરો. અને મને કંઈ નવું જોડવાનું ન કહેતા, કારણકે હવે ઘર માં દાંતખોતરણી માટે પણ જગ્યા નથી."



બુદ્ધિમાન રબ્બી હસી. "તારા પિતરાઈ ભાઈ-બહેનો ને એના ઘરે જવાનું કહે," એણે કહ્યું. "અચ્છા, હવે તારી ત્રણ બિલાડી, બે કૂતરા, સસલું અને ગિનિ પિગ ને પણ બહાર ના વાડા માં છોડી દે. તારી સાત સાયકલ ને પણ ગેરેજ માં લઈ જા. પછી તારા પરિવાર ને શોધ અને બધા સાથે મળી ને જમવાનું બનાવો. જમ્યા પછી, બધા એક સાથે સફાઈ કરો."

"ઓહ રબ્બી," અબીગૈલે કહ્યું, "મને આશા હતી કે તમે આવું જ કહેશો."



પછી અબીગૈલ એના ઘરે પાછી ફરી, જે એક હવા ના કુગ્ગા ની જેમ ગોળ-ગોળ વધી રહ્યું હતું. એણે આગળ નો દરવાજો ખોલ્યો, અને અઢાર પિતરાઈ ભાઈ-બહેનો ની ભીડ બહાર છલકાઈ ગઈ.

"માફ કરો! મને માફ કરો!" અબીગૈલ બૂમ પાડતી બેઠક ખંડ માં ચાલી ગઈ, જ્યાં પિતરાઈ ભાઈ-બહેન હજી પણ નાચી રહ્યા હતા. અબીગૈલે રેડિયો ઉઠાવ્યો અને કોંગા (એક કતાર માં થતું લેટિન-અમેરિકન નૃત્યુ) ની લાઈન શરુ કરી. પિતરાઈ ભાઈ-બહેનો એ એક-બીજા નો હાથ પકડયો અને એની પાછળ ગયા. એ નૃત્ય કરતા કરતા બેઠક ખંડ માંથી હોલ માં અને અંત માં દરવાજા ની બહાર નીકળી ગયા. પછી અબીગૈલે રેડિયો એક લાંબા પિતરાઈ ભાઈ ને સોંપી દીધો  અને ભીડ ને ખુશી થી નાચતા જતા ત્યાં સુધી જોતી રહી, જ્યાં સુધી સંધિકાળ માં દેખાતા રહ્યા.

અબીગૈલ એની માઁ અને સાવકા પિતા અને એના ચાર ભાઈ-બહેનો ને મળી. એ થોડા હલી ગયા હતા, પણ અકબંધ હતા. ત્રણ બિલાડી, બે કૂતરા, સસલું અને ગિનિ પિગ સાવધાની થી ચાલતા બહાર વાડા માં જતા રહ્યા. બધી સાયકલ પણ ગેરેજ માં જતી રહી. પછી એ બજાર ગયા અને દરેકે ખાવા માટે પોતાની મનપસંદ વસ્તુ પસંદ કરી - પાઉં, ગાજર, સીંગ નું માખણ, અથાણું, સફરજન અને દ્રાક્ષ નો રસ. અબીગૈલે બિસ્કિટ પસંદ કર્યા.

જયારે એ ઘરે પાછા ફર્યા, તો દરવાજો આસાનીથી ખુલી ગયો. "કોઈ પણ વસ્તુ હવે દરવાજા ને અવરોધી રહી ન હતી," અબીગૈલે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

એ ખાવાનું રસોડા માં લઈ ગયા અને એને ટેબલ પર સજાવ્યું. "જુઓ. કેટલી જગ્યા છે," અબીગૈલ ની માઁ એ કહ્યું. "આપણું ખાવાનું ટેબલ પર વ્યવસ્થિત રહે છે. અને સૌ પાસે બેસવાની ખુરસી પણ છે."

રાત્રી ના ભોજન પછી બધાએ સફાઈ કરી. અબીગૈલે રસોડું સાફ કર્યું અને કહ્યું, "મને એ વાત નો કોઈ અંદાજ ન હતો કે આપણું ઘર કેટલું મોટું છે." માઁ એ બાથટબ માં થી સાયકલ ના ગ્રીસ ને ઘસી ને સાફ કર્યું.



અબીગૈલે પ્રસ્તાવ મૂક્યો, "આપણે કદાચ પાળેલા જાનવરો ને પાછા ઘર માં આવવા દેવા જોઈએ," અને બધા ને એ એક અદ્ભૂત વિચાર લાગ્યો. એ ત્રણ બિલાડી, બે કૂતરા, સસલું અને ગિનિ પિગ ને પાછા ઘર ની અંદર લઈ આવ્યા, અને બધા એ વાત થી સહમત હતા કે એમનું જીવન ઉત્તમ હતું અને પહેલા થી ઘણું સારું હતું.